# કચ્છ માંડવી શેહેરનું વર્ણન.

કવિતામાં.

ભાગ બીજો.

રચીને પ્રસિદ્ધ કરનાર,

કચ્છ માંડવીના

ઠા. રણછોડદાસ ભીમજી વિસાણી.

દોહરો.

મંડનપુર છે મલપતું, કચ્છ પ્રાંતમાં એક;
વરણન તેનું વાંચતા, આનંદ વધે વિશેક,
સવંત વિક્રમ સોલશે, પાંતરીશ પરીવાર;
મંડન પુરતાં માંડીયું, પેહેલા શ્રી "ખેંગાર."

આવૃતિ ૧ લી.—પ્રત ૧૦૦૦.



અમદાવાદ.
પાનકોરને નાકે ધાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં"
નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦

કિમ્મત દોઢ આનો.

# માંડવી શેહેરનું વર્ણન.

## ઈશ્વર સ્તુતિ.

### પદ ૧.

(મહીદીપ છંદની ચાલ.)

જય મુરારી જય મુરારી, જય તું દેવ દેવા;
સહાય થા તું સત્ય રહીને, કરૂ હું તારી સેવા. જય મુરારી. ૧
પ્રાત કાલે બાલ જાણી, લાલ થઈ રહેવા;
તરૂણ છો મધ્યાન ધ્યાન, ઉષ્ણ કાલ કેવા. જય મુરારી. ૨
સાયંકાલ લાલ થઈ, જણાય વૃદ્ધ જેવા;
આદી છો અનાદી છો, ત્રીકાલ કાલ તેવા. જય મુરારી. ૩
વ્યોમ ભોમ સોમ આદીને, પ્રકાશી રહેવા;
સત ચિત આનંદ રૂપમાં રણછોડ રેહેવા. જય મુરારી. ૪

### (શેહેરની ચારે દિશાનું વર્ણન–ચાલ ત્રોટકની.)૨

શું વરણી કહું કોટની રચના સોભી રહ્યા ફરતા દરવાજા,
સુંદર શેહેરની શોભતી વસ્તી ના શૂરવીર છે રજપૂત રાજા;
પૂરવ પશ્ચિમ નીર છે નિર્મલ, ઓતર + વાડીઓ બે બે પ્રાજા;
દક્ષિણમાં રતનાગર સાગર, ઓટને પોટની રાખી છે માજા. ૧

---

+ ઓતર.

### (પુર્વ દિશા) કવિત મનહર છંદ. ૩

માંડવીમાં પૂર્વેની બાજુ બાર જોવા જઈએ,
પ્રજાપતી તણા ગણા સોભે ઘાટ વાલા જો;
વલી તીઆં હવેલીઓ જોવા જેવી મોટી મોટી,
શ્રીમંતો તે માંડવીના * ગુંસાંઈઓ છે પેલા જો.
પાંજરા છે પોળ અને, ફુલવાડી સાથે વળી,
પ્રાણીઓ સંગ્રહવાને, ફાંકી ગૈશાળા જો;
સંસ્કૃત શાળા સાથે, સોભે છે નજરબાગ,
વિદ્યાભ્યાસ કરવાને, એહા સહુ બાળા જો. ૧

### (ઉત્તર દિશા) કવિત મનહર છંદ. ૪

ઉત્તરે છે ખેતરો તે જુદા જુદા જનો કેરા,
મોટી વાડી ફાંશીવાડી તણો તીહાં વાસ છે;
જાત જાત તણા ફુલ ફળ વેલવીંટી વળી,
ગુલાબ મોગરો ચંપો ચંબેલી ચોપાસ છે.
મંદ મંદ લેહેર લેવા શેહેર તણા શોખી જન;
જાવા તણી મન માંહે લેહેજતની ખાસ છે.
સંધ્યા સમે સાથ સહુ નોબતનો નાદ સુણી,
"નાગનાથ" જાવા તણી મને સઉને આશ છે. ૨

### (પશ્ચિમ દિશા) મનહર છંદ. ૫

પ્રભાતે ઉઠીને સહુ સુંદરીઓ સાથે મળી,
નીર ભરવાને ભલી ભાતે તે સિધાવી છે;

---

* ગુસાંઈજી રેવાગરજી તથા સુખલાલગરજી વગેરે વગેરે.

આશપાશ બાગને બગીચા બહુ બોકી રહ્યા,
તે વચ્ચે તો રાઓ તણી ઈધગોર આવી છે.
સુંદર તલાવ સાથ નીર ભરી નલ લાવી,
વલી તીઆં ખાણેતર આ શાલે કરાવ્યું છે;
જુના હતા જુપડા તે સુપડાની પેઠે સહુ;
સુધારી સપાટી કરો તે રાઓએ ફરમાવ્યું છે. ૩

## ( દક્ષીણુ દિશા ઈંદ્રિવિજય છંદ. ૬ )

દક્ષિણમાં રતનાગર સાગર, પારવિના ભરપુર છે ભરીઓ;
ઊછંગથી ઉર નીર ભરીને, નિમિત વખતથી જાય ઉતરીઓ,
બોટને પોટ પ્રમાણિકનાં, તેથી લોકોએ લાખોનો માલ સંગરીઓ,
છે રતનાગર સત્ય વિના કેમ, જાહાજ કે બોટને રાખશે દરીઓ. ૧
આઠ દિને આપણે ગણીએ, ત્રણ ચાર ઈસ્ટીમર આવે ને જાએ,
દામ લઈ જનનેજ ચડાવે, લોકલ બોટ તો તે કહેવાએ;
કોઈ સમે દશસેં વળી ઉપર, મુંબઇ જાવા લોકો ચડાએ,
તેમ વળી કંઈ મુંબઈથી પણ, તેટલા લોકો લઈ ઉતરાએ. ૨

## ( કષ્ટમ હાઉસ ) મનહર છંદ. ૭

કાળા પીળા કોતરીને પથ્થર બનાવી બહુ,
સૌને જોવા જેવી "કષ્ટમ હાઉસ" બનાવી છે;
એક હાલ બીજે હાલ જોડાજોડ રાખી પોળ,
જગાત લેવાને તરતીબ એવી આવી છે.
મિનારા આકાર જોવો ઉપરે છે ત્રીજે માળ,
સામ સામી ચાલ ઘડીઆલ સાથ ચાવી છે;
સમુદ્ર કિનારે સારી આશપાસ સોભે બારી,
વાવટાની ડાંડી છેક ઉપરે ચડાવી છે. ૧

## ત્રોકટ છંદની ચાલ. ૮

જૈએ સાંજ સમે ફરવા જનમાં, થઈ વાત ઉમંગ ઘણી મનમાં ટેક.
કોઈ વાત કરે દુર દેશ તણી, કો વેપાર ઉચ્ચાર કરે તે ભણી:
કોઈ જાનવરોની જાત કહે, ને પુરાણીક વાત વિચારી રહે. ૧
કોઈ વાત કરે જન જનને સમો. તકરાર કરે કોઈ આપ સમો;
કોઈ ફરવા લાકડી હાથે છે, કોઈ છત્ર લઈને સાથે છે. ૨
કોઈ મોજડીનાં ચીંચાટ કરે, કોઈ આપ સમાજન સાથ ફરે;
સરખે સરખા સહુ સજ્જનમાં, ધરી ધ્યાન બેઠા કોઇ ભજનમાં ૩
કરે ભજન તીહાં ભગવત તણા, દફ ખંજરી ઢોલકની ન મણા;
કોઇ પુસ્તક પ્રીતે વાંચે છે, એમ આનંદમાં સૌ રાચે છે. ૪

## રાગ ઈંદ્રસભાનો ગજલ. ૯

(તુમને મેરી લાસ કો મટી ખરાબ કી)
કચ્છ માંડવી વિશાળ શેહેર છે ખરો,
પેલા ખત્રી ખારવાને છે નવો પુરો.
ખોજા પુડો ખરો વલી ચિતાર ચોકમાં;
ચીકાર લોક છે ઘણા બજાર ચોકમાં.
ચોસરી બજાર મન માનવી પ્રકાશે,
શાક મારકીટ ફુલફલ સહીત પાસે.
સુંદર સારી સોભે શેહેરમાં હવેલીઓ,
કોઇ નાની મોટી આપણ કૈએ વેલીઓ.
એવી ઘણી જોઇ કોટ અંદર દશ હજાર;
વસ્તીનો પ્રમાણ કેતાં કેમ આવે પાર.
લખ્યા વિણ ન ફરે એવા જનો કરે કરાર.
તપ્તા છે ત્યાં તોફો કેરા કોઠાના કહાવે;
મજબુત બાંધણીના શત્રુ આવી ન ફાવે.
ત્યાં કોરટો છે જુદી જુદી જાતની કહેવાય,

યોગ્ય ન્યાય જનોનાં સંપૂર્ણ રીતે થાય;
ફોજદાર ખબડદાર છે આ શેહેરનો,
ન થાએ કેશ મારફાડ લૂટ ચોરનો,
પ્રપંચી છે પોલીસ કચ્છ દેશની ઘણી,
તેવો ખતી ખેંગાર કચ્છ દેશનો ધણી.

ઇન્દ્રવિજે છંદ. ૧૦.

કોટ ઘણા કચ્છ દેશ તણા પરદેશ તણા પણ જોઈ જે આવ્યા;
હિંમતવાન ઘણા હુશિયાર તૈયાર થઈને વિદેશ સિધાવ્યા.
દેશ વિદેશની વાત જુઓ. કચ્છ જાત તણા જન વાત પીછાણ્યા;
એમ અનેક વિદેશ વિશે, જન માંડવીનાં કોણ કેરે અજાણ્યા. ૧

મુંબઈને મલબાર વળી, મધરાસ અને ઝાંઝીબાર કરીને;
કોચી કરાંચી એદન આદીક, કાશી અને કલકત્તા ફરીને.
કો મથુરાં કોઈ કોટા, અને વળી જાવા જાએ મને ન ડરીને;
એમ અનેક મુસાફરમાં, જશ કચ્છ તણા જન લે સુધરીને. ૨

કચ્છ તણા જનની સ્ટિમર, કચ્છ તણા જન જાહજ ચલાવે,
કચ્છી મીલ તણા છે માલીક, કચ્છી વેપારનો જંગ મચાવે.
કચ્છી કાપડીઆ બની, મુંબઈમાંએ દુકાન કરીને ફાવે,
કચ્છી નવીન તરેહ તરેહની, ભાષા તણું વળી જ્ઞાન ધરાવે. ૩

માંડવીનાં કોઈ ભાટીઆ વાણીયા, લોકો કહે છે તેને વેપારી;
પેઢી કરી પરદેશ વિશે, જન જોઈતી વસ્તુ લઈને પોહોચાડી.
કો લઈ માલ જે જઈને સટાવે કો લઈ આપે છે હુંડી સીકારી:
માંડવી માજન મુંબઈમાં, પણ માન ધરાવે સૌથી ભારી. ૪

**(યદુ વંશી ભાટીઆઓ વિશે) ઇંદ્રવિજય છંદ ૧૧**

**જાદવવંશ થકી રજપૂત, ભટી પછી ભાટીઆ નાંમ નખાવ્યાં,**
**હસ્તિનાં પૂરમાં પૂરવૈ મળી, સહુ સાથ જઈને રાજ રખાવ્યાં.**

શ્રીકૃષ્ણ ચંદ્રનાં પૌત્રનાં,* પુત્રને પાંડવમાં પરીક્ષત જે કહાવ્યા;
રાજ્ય અભિષેક રિદ્ધીને સિધ્ધીથી, વજ્રનાભને દિલ્લી દીપાવ્યા. ૧
દિલ્લી થકી લખનોર, અને પછી જસલમેરમાં જથ્થુ જમાવ્યા;
કોઈક વાર તો શત્રુનાં સાથમાં, બાથ ભરી વળી હાથ બતાવ્યા.
કો કચ્છ દેશમાં વાસ કર્યો વળી, કો સિંધમાં મુલતાની કહાવ્યા;
માંડવીમાં રહેનાર જે ભાટીઆ, તે પણ સૌ વળી ત્યાં થકી આવ્યા. ૨
માંડવી બંદર અંદર ભાટીઆ, જથુકનાં કહું છે રહેવાસી;
પૂર્વે "રાયપુર" નામ હતું પણ, રાએ પર પ્રીત પુરી બહુ ખાસી.
"રાએપર" "માંડવી" નામ થયું તેમ ભટીથી ભાટીઆ ઓળખાશી
એમ આ બંદરમાં સહુ, સૂર્યને ચંદ્રવંશીની વસ્તી છે વાસી. ૩

## (વાણીઆ વિશે) કવિત.

માંડવીમાં માનવીનાં, વરણ અઢારે વસે;
સહુથી સરસ તેમાં, વેપારી છે વાણીઆ.
લેવું જાણે દેવું જાણે, વેપાર વણજ જાણે;
ટાણે બોલ જોઈએ જેવો, તેવો બોલી જાણીઆ.
વૈશ્યનો વહેવાર જાણે, ફાવતો ઉચાર જાણે;
વિચારીને બોલો એનાં, લોકોએ વખાણીઆ.
શાહ નામ શાહ વૃતી, શાહા સર્વ લોક કહે;
શાહ જેવા શાહુકાર, દયા દિલ આણીઆ.

## (સર્વ નાત વિશે) ક્ષત્રી કલંક કેમ લેશેરે-એ રાગ ૧૩.

કહું માંડવીની વલી વાત, કેવું શોભે માંડવી બંદરેરે;
તેમાં લોકો તણી બૈ જાત, જોવા જેવું સૌને અંદરરે. ૧
છે વૈશ્નવ જન બહુ ત્યાંએ; કેવું.
વળી વૈદક જ્ઞાની જ્યાંએ; જોવા. ૧

---

* પુત્રને.

વસે સૈવ પુરાણી પંડીત. કેવું.
બીજું જોતીષ છે વિપરીત. જોવા. ૨
જન જનની જાત પ્રખ્યાત, કેવું.
એક નાતમાં ત્રણ છે જાત; જોવા. ૩
વસે જાદવ વંશી વિશેક, કેવું.
વસે વાણીઆ આદી અનેક. જોવા. ૪

વસે વિપ્ર તણી બૈ નાત, કેવું
જેની દશ વીશ કૈએ જાત; જોવા. ૫
પુષ્કર્ણા ને ઔદીચ, કેવું.
ગિરનાર ઘણા છે ઠીક; જોવા. ૬
સાચોરાને સારસ્વત, કેવું.
રાજ ગોર આદી સમસ્ત. જોવા. ૭
શ્રીમાલી વિપ્ર વિશેક. કેવું.
મલી ચોરાશી થઈ એક. જોવા. ૮

તેમાં ચારણ ભાટ ભણેલ, કેવું.
વળી રજપૂત છે કેળવેલ; જોવા. ૯
સઈ સલાટને સુતાર, કેવું.
વળી મોચીને લુવાર. જોવા. ૧૦
કુટે કાંસુ તે કંસાર, કેવું.
છે સોનારા બૈ સાર. જોવા. ૧૧
છે ઘાંચી ઘણા ગામમાં, કેવું.
ઘાંણી ગોઠવી છે વળી ત્યાંએ. જોવા. ૧૨

ખરા ખત્રીનો વિસ્તાર, કેવું.
તે તો રેશમના વણનાર. જોવા. ૧૩
ત્યાં તો લુવાણા છે મજુર, કેવું.
વેચે ખારેકને ખજુર; જોવા. ૧૪
વસે ખોજા ખારવા ઠીક, કેવું,
ત્યાં વોરા વળી મેં દીઠ. જોવા. ૧૫

મેમણનાં હાટ બજાર, કેવું.
વળી બોરી બદાલા સાર. જોવા. ૧૬
છે કાલા "શીધી" લોક, કેવું.
તેના મોટા દીઠા હોઠ; જોવા. ૧૬
છે ઢેઢ ચમાર હજામ, કેવું.
તેમાં કેટલાક કહું હું નામ. જોવા. ૧૮
છે લાકડીઆ બહુ લોક, કેવું.
તે તો આવી રહ્યા છે થોક.. જોવા. ૧૯

## ઉદારતા વિષે.

## ઈંદ્રવિજય છંદ ૧૪

માગણનાર પ્રસિદ્ધ ઘણા જીઆ, બ્રાહ્મણ ભાટને ચારણ દીઠા;
જોગી જતી કોએ રાખ લગાવીને, સાંજ સવારે માગતા ભીખા;
કો વલી આવી એકાદશીનાં વ્રત સાંચવા સાથ એ ચારને સીખા;
જે મન વાંચ્છિત ચાહે છે ભિક્ષુક તેહને તેહવી મલે છે ભીખા. ૧
કોઇ જઇને લીએ છે સદાવ્રત કોય કરે ફલ આહાર એકાંતે;
કોઇ જમે છે દહીંને પેંડા કોએ જમે તજી દીનને રાતે;
કોઇને જોઇએ હુંડી હજારોની, ફેરી કરે જઇને પરભાતે;
એમ અનેક જે માગણનાર તે માંડવીમાં મેં જોયા છે જાતે. ૨
માંડવીનાં જનને દિલ દીનતા, ભિક્ષુકના મનમાં જે ભાવે;
દાનદીએ અન્ન વસ્ત્ર તથા દ્રવ જોઇતો લાકો ઉગાડી આવે;
કો વળી ખાકી જમાત સુવા તપસી જન ટોળાનાં સાથ કહાવે;
રહે દિન વીશ પચીશ લગી તેને માંડવીમાં જન ભોજન પાવે. ૩
કો દરરોજ અતીથી જમાડે છે કોઇ જમાડે છે વિપ્રને લાડુ;
કો દરરોજ કબુતર ચુણો તો કો ગઉ ઘાસ નખાવે છે ગાડુ;
કો જન કુતરાને કટકી વલી ભાવતું ઘાસ ચરાવે છે પાડુ;
એમ અનેક તે ધર્મ કરે જન માંડવીનાં તે દિપાવે છે કાંડુ ૪

## નવ રાત્રીઓનાં "ગરબા" વિષે.

### કવીત મનહર છંદ. ૧૫

માંડવીમાં નોરતાના નવ દીન દેવી તણા,
રાગ રંગ સાથ ઘણી ગરબીઓ ગવાય છે;
જાત જાત તણા વિપ્ર સુસોભીત વસ્ત્રો પહેરી,
લહેરી થઇ રાત્રી સમે સહુ જનો હરખાય છે;
માંડવીની ચારે કોરે છે ઉજાસ તેવી વલી,
હાંડીઓને જુમખોની જ્યોતી ત્યાં જણાય છે;
નોબતનો નાદ સાથ સાદ પુરવા સુર્ણાઈ,
ગાઈ રહી ગરબીઓના સાદો સુણાય છે. ૧
રાણેશ્વરનાં મંદિરમાં મોટી સૌથી મીનાકારી,
જલહલ જ્યોતી સાથે જોવા જેવી સારી છે;
બેચરાજી માત તણી બીજી કહું બૌ બની છે,
માંડવાની સાથે તેમાં જુમકોની જાડી છે;
મોટી છે હવેલી તીઆં મોનાકુવા વાલી વલી,
વાંઝાવાલી બાજોહોની તે નથી વિસારી છે;
એમ સહુ રાત્રી સમે નાચવાને કુદવાની,
ગરબી ગરબી એમ સૌ લોકે ઉચારી છે. ૨

### નવરાત્રી વિષે.

### ગરબી ૧૬

જોયું જોયું શેહેર માંડવી સોહામણું રે લોલ,
સાથે જોયા ભાટ બ્રાહ્મણો ને ચારણો રે લોલ. ૧
તીઆં નવરાત્રી માના ગરબા રમે રે લોલ;

માતા અંબીકાજીને આરાધે તે સમેરે લોલ. ૨
ગાએ ગરબા ઘણા હાથે તાળી પડેરે લોલ,
રંગે રંગ સૌના મનમાં એ ઉછળેરે લોલ. ૩

ભરા ભાત ભાતની ગરબી ગાએછેરે લોલ;
તેમાં માણસોની ભીડ ભેગી થાય છે રે; લોલે. ૫
માતા બૌચરાનો કુકડો ગરબે રમેરે. લોલ.
ભલી ભાતનાં તે બ્રાહ્મણો લાડુ જમેરે. લોલ. ૫

પેરી ડોકમાં ગંઠો તે દડા જેવડોરે; લોલ;
વળી કાનમાં કલમ ઠેકાણે કેવડોરે. લોલ. ૬

હીરા સાંકલી હાથે કડાં છે હેમનાંરે; લોલ. ૭
તીઆં ગાય છે ઘણાક રાગ પ્રેમનારે. લોલ. ૭

સાથે રેશમી કીનાર ધોતી ઓપતીરે; લોલ;
સેલા કેડમાં કશીને બાંધ્યા સોળતીરે. લોલ. ૮

સોભે કેશરી ચંદન ઘણું કપાલ છેરે લોલ;
વચ્ચે તિલક લાલ કંકુ કે ગુલાલ છેરે. લોલ. ૯

હાથે તાલીને પગો પડે છે સરખારે; લોલે;
એવા શોણી જનો નાચતા મેં નીરખ્યારે. લોલ. ૧૦

લહી પુષ્પ ધુપ અગરનાં દીવા કરેરે; લોલ;
માતા બૌચરાજી પાસ ફુદડી ફરેરે. લોલ. ૧૧

એવી જોવા જેવી ઠામોઠામ જુગતીરે; લોલે;
અંબા માત તેને આપો તમે મુકતીરે. લોલ. ૧૨

## અશાડી બીજ વિશે. ૧૭

### સવૈયા અથવા લાવણી.

અશાડ સુદને બીજ આપણા નવા વરસનો છે દહાડો;
વિક્રમનો છે સંવત ઓગણીસોને ઉપર છેતાલો. ટેક. ૧

બંદર ઉપર જહાજ ઘણા તે પાજ પાસ સૌ સણગારી;
ઉપર નીલી પીલી સાથે લાલ ધજા બૌ સો ભારી,
તોફાનાં ત્યાં બહાર કરે બહુ સહુ જોવા જઈએ ચાલો. વિ૦ ૨
સૌ પેરી શણગાર હાર ફરવા બહુ આવે નરનારી,
શ્રીફલ સાથે અનેક વાનાં વળી પાનને સોપારી;
ચંદ્રાએણ વ્રત વીધી સહીત જે બ્રાહ્મણ કહે તે સો પાલો. વિ૦ ૩
કોઈ ચડાવે ધજા જઈને કોઈ કલશ લઈને જાએ,
કોઈ કહે જે બાધા એવી, નવે વરસ પેડી થાએ;
કોઈ ગોડલો લઈને જાએ કોઈ હાથમાં લેઈ ભાલો. વિ૦ ૪
નગરશેઠને રાઓ તણા જે કાગદાર કહીયે તેવા,
તે સૌ સજ્જન સાથ પધારી બંદરપર આવી રેવા;
સહુ કોમ વળી નાંના મોટા તે દીવશ કાંઠે ચાલો. વી૦ ૫
ઈંદ્રરાજની સ્વારી આવી લોક એમ મનમાં જાણે,
ભૂમિ આદિક સાફ કરીને ઠરી રહે સૌ ઠેકાણે;
મેગરાજ મન ગમતા સૌને મો માગ્યા મે વરસાવો. વી૦ ૬
ગુડુડુ ગુડુડુ ગુડુ ગાજી રહે છે કહે છે જન એવી વાણી,
ઈંદ્રરાજનું ધનુષ દેખી એ દીવશ નિશ્ચે પાણી;
જાણી એવું મેગરાજ મન મુકે નહી દીવસ ઠાલો. વી૦ ૭
ભૂમી નીલી કરી આજ મન ઉમંગથી એવું ધારો,
નવા વરસનો દીવસ જાણી પાણી બૌ સહુને પ્યારો;
તૃષ્ણા ટાળી જમીનની જે ઘણા દિવસનો ગોટાળો. વી૦ ૮
સુખડીઓ તમે નવી બનાવી શું શું ભાતોની કેવી,
સુતાર આદીક અનેક કશબી કહે અમોને છે લેવી;

શેઠો તેનાં શ્રીમંતોને કહે આજ અમને આલો. વી૦ ૯
અને અઢાર નેવ્યાશીની સાલ ખ્રીસ્તીની છે તેમાં,
જુઓ જુનની ત્રીશે પુરા વળી દીન કીધા એમાં;
ગુજરાતી તમે ગણી જુઓ તો ચાર માસ કેડે ચાલો. વી૦ ૧૦

## ગાગરીઆં મત ફોડો કાનજી સુખસે દઉંગી ગાલી-રાગ.

કચ્છ પ્રાંતમાં શેહેર માંડવી વરણુન તેનો ઉચારી—ટેક.

સંવત વિક્રમનો ઓગણીસો ને વલી ઉપર છેંતાલી કચ્છ. ૧
આશ્વિન ઉત્તમ છે અલબેલો, રૂડી રાત દીવાલી કચ્છ. ૨
ગુરૂ જગતનો સૌને ગમશે, તારીખ વીશ ને ચારી કચ્છ. ૩
અકટોબર છે ઉત્તમ એમાં, કર્તા કહે છે ઉચારી કચ્છ. ૪
ભૂલ ચુક ભરપૂર હશે તે, સૂર કહોન ઉચારી કચ્છ. ૫
પ્રથમ પેહેલો આજ અમારો, વાંચન જન વીચારી કચ્છ. ૬
સરશ્વતિ પતી ગતી અકલિત તારી, તુને નમે નરનારી કચ્છ. ૭
થા તત્પર તું જનને અર્થ, આપ ઉગરવાની બારી કચ્છ. ૮

### દોહરા. ૧૯

માહારાજ ખેંગારનાં, દેશ વિશે પ્રખ્યાત;
વેપાર અર્થે માંડવી, બંદર કાઢી ભાગ. ૧

કચ્છ દેશમાં મુખ્ય એ, સુંદર સોભાવંત;
વરણુન તેનો આ સમે, કીધો ધરી ઉમંગ. ૨

કર્તા કહે કવી જનને, કવીતા કરીને સાર;
અલ્પ મતિથી ઓચર્યો, મંડનાપુર વિસ્તાર. ૩

ભૂલ ચુક છંદ પ્રાસની, વરણુન કરતા ખાસ;
દયા કરો દીન જાણીને, કવીતા કવીનો દાસ. ૪

**સમાપ્ત.**

એક મિત્ર પાસેથી મળેલી કવિતા,

## દોહરો.

કચ્છ તણી સોભા ઘણી, કેતાં નાવે પાર;
તોપણ સંક્ષેપે કરી, વર્ણન કરૂં આવાર. ૧

## ભુજંગી છંદ

દીશા પશ્ચિમે દીપતો દેશ એ છે,
જનો સર્વ તેને વળી કચ્છ કે છે.
અતી શ્રેષ્ટ ભૂમી દિસે છે રશાળી,
નહીં કો સ્થળે એ સમી ભોમ ભાળી. ૧
ઘણી જાતનાં વૃક્ષ વેલો લતા છે,
કહુ નામ તેનાં સુખે જે છતા છે;
વડો આંબ જાંબુતણા વૃક્ષ દીસે,
વળી પીંપળા પીંપળી છે અતીશે. ૨
ફળે છે સદા કાળ ભારે અઢાર,
રૂતુરાજ જાણે રહે સર્વ કાળ;
ખગો ભાત નાના ઘણા તે સ્થળે છે,
મધુરે શ્વરે ગાન સૌ ઓચરે છે. ૩
શુકો હંશ કોકીલને મોર મેનાં,
ઘણા મીષ્ટ લાગે સુણી શબ્દ જેનાં;
સરીતા સરો કુપ વાળો ઘણા છે,
ચતુરો નરે યુક્તિથી તે ચણ્યા છે. ૪
રહે છે ભર્યા સર્વદા નીર તેમાં,

રાવ કાણુંથી સોસ પામે ન જેમાં;
થવા દેશ રક્ષા અહો નીશ પેરો,
રહ્યો સિંધું ચોફેરથી ગાળી ગેરો. ૫
યથા શક્ર રક્ષા કરે સ્વર્ગ કેરી,
કરે સિંધું રક્ષા તદા કચ્છ કેરી;
કરે રાજ ખેંગાર એ કચ્છ કેરૂં,
પ્રજા સર્વને સુખ આપે ઘણેરૂં. ૬
ચલાવે બધો ધર્મ ન્યાયે અખંડે,
વિના વાંક વાલા નહીં કોઈ દંડે;
નહીં ચોર ચાડી નહીં કો જુગારી,
પ્રજા સર્વ ચાલે સ્વધર્મો વિચારી. ૭
યથા પૂર્વજો હાલનાં રાવ કેરા,
માહા પ્રાક્રમી બુદ્ધીશાલી ઘણેરા;
ગયા એકાદા "શ્રીપુરે" કોય કામ,
બચાવ્યો તીહાં બાદશા રાખી હામ. ૮
કરી બાહુરી વાઘનો નાશ કીધો,
પછી પાદશા પાસ શિર્પાવ લીધો;
ઈનામે મલ્યો આ બધો દેશ તેને.
પ્રચેતા મલી સેવીઓ પૂર્વ જેને. ૯
સદા સોભતો સ્વર્ગથી શ્રેષ્ટ કેવો,
થવા વાસ માગે પ્રભુ પાસ દેવો;
વલી ભાગ એ સ્થાનનાં સોલ કીધા,
કહ્યું નામ તેનાં કરીને પ્રસીધા. ૧૦

## હરીગીત છંદ.

એ સ્થાનનાં સણગાર તાલુકા કર્યા દીસે બધા,
૧ ૨ ૩ ૪ ૫ ૬
પાવર, મીઆણી, બન્ની, પચ્છમ, ખરીડ, અબડાસો તથા
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
પ્રાંથલ, મુડાસો, કંડ, કાંઠી, માક, ગરડો. ને વલી,
૧૩ ૧૪ ૧૫ ૧૬
વાગડ અને હાલા, ભૂચડ, અંજાર ચોવીશી મલી. ૧
સઘળા થયા છે શોલ સોભા એક એક થકી ઘણી,
જાણે જડયા અંગુઠીમાં બહુ ભાતનાં માણક મણી;
તેમાં બધાથી સરસ શોભા ભાગ એક તણી ભણું,
સાગર કિનારે આવીઓને નામ કાંઠી તે તણું. ૨
છે શેહેર એક સોહામણું એ ભાગમાં સર્વે થકી,
પામે મુનીવર મોહ દેખી નામ મંડનપુર નકી;
આ ભરતખંડ તણા બધા બંદર વિશે વિખ્યાત છે,
વલી ચીન, અર્બસ્તાન ને યુરોપમાં પ્રખ્યાત છે. ૩
વેપાર અર્થે વાહાણ આવે સકલ દેશ તણા ઘણા;
મન માનતા લઈ માલ સાથે આવતા બહુવિધ તણા;
એવા મનોહર પુરવિશે કહે બાલજી મુજ વાસ છે;
છે તાત મારો પ્રેમજી વલી અટક મારી વ્યાસ છે. ૪
દ્વિજ ગ્નાતી ગિરનારા તણી છું ગુજરવેદી જાણજો,
૧ ૯ ૪ ૪
શશિ, ખંડ, મુકિત, નિગમ, કેરી શાલ ઉરમાં આણજો;

તે શાલમાં વર્ણુન કર્યું સુભ કચ્છ દેશ યથા મતી,
કહે વાલજી વીસ્તારીને વરણુન થવા જેવી ગતી. ૫

## દોહરા.

વરણુન કરવા કચ્છની, શોભા તણો વિચાર;
સો વરસો સુધી કરે, શેષ ન પામે પાર. ૧
રાગ રચે સો રાગવી, ગાયન કરે ગવાઇ;
હાર ગડે સો નાર નર, કામની કંઠ શોભાઇ. ૨
વણુકર વણે અંબોટીઆ, લઈ રંગે વળી કોક;
પ્રજાપતીના હાંડલા, વિણુ નવ ચાલે લોક. ૩
મોચી શીવે મોજડી, દરજી દગલા સાર;
કણુબી કણુ પકવે સહુ, ખાએ સરવ સંસાર. ૪
કાગળ કરે તે કાગદી, છાંપે જઈ છંપાએ;
લખનારો એકજ લખે, જન જન મુખ વંચાએ. ૫

## પેહેલા ભાગમાં ચુક.

આ પુસ્તકના પેહેલા ભાગમાં પાને ૧૩ મામાં ( એ-જ રાગ) કીધો છે તે ઠેકાણે (રાગ) "ક્ષતી કલંગ કેમ લે-સેરે; એ રાગ છે તથા કોઈ કોઈ ઠેકાણે અક્ષર વધુ ઓછો દીનમાં આવે છે તો તે વાંચનાર સાહેબો સુધારીને વાંચશે એવી કર્તા તરફથી નમ્રપૂર્વક વીનંતી કરવામાં આવે છે.

# જાહેર ખબર.

આ પુસ્તકનો પેહેલો ભાગ બહાર પડી ચુકયો છે ને આ બીજા ભાગમાં કચ્છ માંડવી શેહેરનું વર્ણન તરેહવાર ગાયનોમાં સંપુર્ણ કરી બાહાર પાડયો છે વાસ્તે જે સાહેબોને લેવાની ઈચ્છા હોય તેને નીચલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. પેહેલા ભાગની કીંમત આનો ૧ાા છે.

કચ્છ માંડવીમાં દવે જીવરામ હરીસંકર બુકસેલર તથા નાગોરી ચાંપસી ખેમરાજ વોરા બજારમાં તથા વોરા તઈયબજી મુલા મહમદભાઈ તથા કર્તા પાસેથી રોકડી કીંમતે મળશે.

મુંબઈમાં. રા. જાધવજી વી. ગોવંદજી ઠેકાણું કોટમાં હોલીચકલામાં રા. ગોકળદાસ તેજપાલના માળામાં ચોથે દાદરે રા. લધા ઠાકરસી રૂબાને ત્યાંથી.

જે સાહેબોને સામટી નકલ ખરીદ કરવી હોય તેને કર્તા પાસેથી ખુલાસો મંગાવવો. કમીશન સારૂ મળશે નોટપેટ પત્ર લીધામાં આવશે નહી.

આ પુસ્તકના રચનારે શ્રીગૌડ બંગાળાના માહારાજા ગોપીચંદ ખેલના ગાયન રૂપી ઓપેરા બાહાર પાડેલા છે જેને જોઈએ તેને કરતા પાસેથી મલશે કીમત આના બે છે .(ટપાલ ખરચ દરેક ત્રણ પુસ્તકોનો આનો અડધો પડશે.)

કર્તા.

ઠા. રણછોડદાસ ભીમજી વિસાણી.

કચ્છમાડવી. } ઠે. બુઈઆં ઊપર ઠાં વિસા દેવાણીના ફળીઆમાં કરવું.